॥ ओ३म् ॥

# અસ્પૃશ્યતાનું કલંક!



મહર્ષિ દયાનંદ સરસ્વતી

લેખક :

**સ્નાતક સત્યવ્રત**

કાશક : મું. પ્ર. આ. પ્ર. સભા, આણંદ

મૂલ્ય : ૦-૧-૬

# — પ્રકાશન વિષે ખુલાસો —



મુંબઇ ગુરુકુલના સ્નાતક શ્રી. સત્યવ્રત વેદવિશારદ જ્યારે ગત વર્ષમાં 'આર્યપ્રકાશ'ના માન્યા. તંત્રી હતા, ત્યારે એમણે 'આર્યપ્રકાશ'માં 'એ કલંક ટાળજો' એ મથાળા નીચે ચાર લેખો લખ્યા હતા. અનેક બંધુઓને તે પસંદ પડયા અને તેની ઉપયોગિતા જોઇ મું. પ્ર. આ. પ્ર. સભાએ તેને ટ્રેકટના રૂપમાં ઉચિત ફેરફાર કરાવી બહાર પાડવા વિચાર કર્યો. એવામાં એક આર્યબંધુએ તેના પ્રકાશન ખર્ચની રકમ આપવાનું કબુલ કરવાથી, એ ભાઇની ઇચ્છાનુસાર આ ટ્રેકટને બહાર પાડવા મું. પ્ર. આ. પ્ર. સભા ભા[illegible]ળી થઇ છે. આશા છે કે અસ્પૃશ્યતા નિવારણમાં રસ લેતા ભાઇઓ એને વધાવી લેશે અને તેના પ્રચાર દ્વારા ઉચિત લાભ ઉઠાવશે.

ભવદીય,

બાપુભાઇ કુ. પટેલ,
ઉપમંત્રી, મું. પ્ર. આ. પ્ર. સભા

: સમર્પણ :

✦ ✦

મ્હારા જ્ઞાન-દાતા પૂજ્ય આચાર્યશ્રી

પં. મયાશંકરજીને ચરણે.

— લેખક

॥ ओ३म् ॥

# — 'અસ્પૃશ્યતા'નું કલંક —

We do pray for mercy
And that same prayer doth
teach us all to render
The deeds of mercy

— Shakespeare

અસ્પૃશ્યતા એ માનવજાતનું કારમું કલંક છે. પછી ભલે એ ચામડીના વિવિધ રંગની જન્મેલી હોય કે ધર્મની જન્મેલી હોય! યુરોપ કે આફ્રિકાની જન્મેલી હોય કે ભારતની પ્રસૂતિ હોય!! આજ હું રંગની અસ્પૃશ્યતા ઉપર લખવા નથી માગતો. પણ અત્રે ધર્મની જન્મેલી અસ્પૃશ્યતા પર વિવેચન કરવા માગું છું. રંગોત્પન્ન અસ્પૃશ્યતા, ધર્મોત્પન્ન અસ્પૃશ્યતા કરતાં ખરાબ નથી. રંગોત્પન્ન અસ્પૃશ્યતાથી કદાચ રાજનૈતિક સત્વ હણાતું હોય તો ધર્મોત્પન્ન અસ્પૃશ્યતાથી આત્મ-સત્વ હણાય છે એમ મારૂં મંતવ્ય છે. રંગોત્પન્ન અસ્પૃશ્યતાને લીધે કદાચ લોકોને અમુક અંશે ભૌતિક સુખથી વંચિત રહેવું પડતું હશે, પણ ધર્મોત્પન્ન અસ્પૃશ્યતાથી તો ભૌતિક ને પારલૌકિક બંને સુખોથી એકી વખતે માનવીને હાથ ધોઇ નાખવા પડે છે. કેમકે દર્શનકારોએ ધર્મની વ્યાખ્યા કરી છે કે:—

यतोऽभ्युदय निःश्रेयससिद्धिः स धर्मः ॥ કણાદ.

જેના ધારણ કરવાથી ઇહલૌકિક અને પારલૌકિક સિદ્ધિ-સુખ મળે તે ધર્મ. પણ ધાર્મિકતાના પાશવાળી અસ્પૃશ્યતા તો આ લોકમાં અસમાનતા-આભડછેટની છુઆછુતથી ઉંચનીચના કૃત્રિમ ભેદભાવ સર્જે છે, અને હણાએલા આત્મસત્વવાળા કદિ પારલૌકિક સુખને પ્રાપ્ત કરી શકે જ નહિ. કોઇને અસમાનતાના ધોરણે રાખ્યાથી તો તેમની એક બાજુ સામાજિક અધોગતિ કરીએ છીએ, ત્યારે બીજી બાજુ સાથે સાથે તેમની સામાજિક અધોગતિના સીધા પરિણામ સ્વરૂપ તેમને માટે જ્ઞાનના અને ઉન્નતિના દ્વાર નિષ્ઠુરતાથી બંધ કરીએ છીએ. જેના પરિણામે તેમને ખાવાને પણ પૂરતું મળતું નથી. તો તેમના પારલૌકિક કલ્યાણની વાત જ ક્યાં રહી? કોઇ અનુભવી કવિએ ઠીક જ કહ્યું છે કે:—

**भूखे भगति न होहीं गोपाला!**

જ્યાં પેટનો ખાડો પૂરવા માટે જ વૈતરૂં કરવાનું હોય ત્યાં ગોપાળ-ઇશ્વરની ભક્તિ તો ક્યાંથી જ સૂઝે? કદાચ એથી જ જ્યારે કવિકુલચક્રવર્તિ કાળિદાસે પોતાના અમર '**कुमार संभव**' મહાકાવ્યમાં અનેક રત્નપ્રભવ હિમાલયના બહુ ગુણો હિમને લીધે ન વિલોપાય એની વકિલાત કરતાં કહેલું કે:—

**एको हि दोषो गुणसन्निपाते**
**निमज्जतीन्दोः किरणेष्विवाङ्कः** (१-३)

ચંદ્રના અનેક ગુણ સમૂહમાં તેના ભીતરમાં રહેલી કાલિમા જેમ ડુબી જાય છે તેમ હિમાલયનું સૌભાગ્ય એકલું

હિમ લોપવા સમર્થ નથી. ત્યારે વિત્તવિહીન કો શારસ્રે-પાસકે કવિકુલગુરુ કાલિદાસને નીચલા શ્લોકમાં પ્રખર વાગ્વજ્ર મારી સંસારની નિષ્ઠુરતાનો સ્વાનુભૂત પાઠ ભણાવ્યો કેઃ—

**एको हि दोषो गुणसन्निपाते**
**निमज्जतीन्दोः किरणेष्विवाङ्कः ।**
**नूनं न दृष्टं कविनापि तेन**
**दारिद्र्यदोषो गुणराशिनाशी ॥**

ચંદ્રની પેઠે અનેક ગુણસમૂહમાં એક દોષ ડુબી જાય છે એમ જે કવિએ ( **कविः क्रान्तदर्शी** ! જે ભવિષ્યના ગર્ભમાંથી પણ કલ્પના દ્વારા તથ્ય તારવી શકે તે કવિ ! ) કહ્યું છે તેણે ખરેખર દુનિયા જ જોઈ નથી ! કેમકે દારિદ્ર દોષ, એક જ એવો દોષ છે કે જે પોતાના એકલાના પ્રભાવથી સમગ્ર ગુણ સમૂહને ઢાંકી દે છે !

કવિએ કેવો માર્મિક વિરોધ બતાવ્યો છે ! આપણે જેને અસ્પૃશ્ય, ચાંડાલ, અછુત આદિ ધર્મને નામે સૈકાઓથી કરાર કર્યા છે, તેઓ તો અજ્ઞાન અને દારિદ્રના સાગરમાં જ આકંઠ ડુબેલા હોય છે. એટલે તેમની પાસેથી સ્વચ્છતાની આશા પ્રથમ રાખવી એ કુદરતની વિરૂદ્ધ લડવા બરાબર છે. જેમને આબરૂ ઢાંકવા પૂરતાં કપડાં પણ નથી મળતાં, તેમની પાસેથી 'કપડાં વગેરે સ્વચ્છ રાખો, અને પછી મળવા-ભળવાની ઈચ્છા કરો'ની દુહાઈ આપવી એ સમાજ શાસ્ત્રના જ્ઞાનનું કોરૂં લીલાઉં સૂચવે છે. સ્વચ્છતા તો ત્યાં રખાય, જ્યાં પ્રમાણથી વધારે કપડાંઓ સ્ટોકમાં

ખડકાયા હોય; જ્યાં સહવારનો વેશ જુદો, બપોરનો જુદો, સાંઝનો પહેરવેશ જુદો, નાઈટ ડ્રેસ જુદો, સભાનાં કપડાં અલગ, ઘરમાં સામાન્ય પહેરવેશનાં જુદાં હોય–ત્યાં સ્વચ્છતા રાખવાનું કથન શોભે પણ ખરૂં. પણ જ્યાં જીવનના અનેક વર્ષો એક જ કપડાથી અને તે પણ ફાટેલા–તુટેલાથી ગાળ્યાં હોય, જ્યાં વરસાદમાં ભીંજાવાથી જ કપડાં ધોવાની દશા વર્તમાન હોય, ત્યાં કપડાં સ્વચ્છ રાખો એ કહેવું એ સાચે જ એ દરિદ્રોનું ભયંકર અપમાન અને માનવતાની ક્રૂર મશ્કરી છે. તેમને પ્રથમ કપડાં વસાવવાની સ્થિતિએ મૂકીએ અને પછી તેવી સ્વચ્છતાની આશા રાખીએ તો અજુગતું ન ગણાય. આથી હું એ લોકોની ગંદકી અને અસ્વચ્છતાનો જરાય પક્ષપાતી નથી. પણ તેમની આર્થિક દશાનો ખ્યાલ કર્યા વિના તેમની સ્વચ્છતા ન હોવાને લીધે જેઓ તેમનો સ્પર્શ અનુચિત સમજે છે તેવા ધનિક મહાનુભાવોને તેમની વસ્તુસ્થિતિ સમજાવવાનો જ પ્રયાસ છે. અનેક ભાઇઓ એવા પણ વિચારવાળા હોય છે કે તેઓ અસ્પૃશ્યોને અડકે તે પૂર્વે તેમની પાસે એક શરત કરાવવા માગે છે કે તેમણે મલમૂત્રાદિ સાફસુફ કરવાનું કામ પ્રથમ છોડી દેવું! એ શરતમાં પણ મને સખ્ત વાંધો છે. પ્રથમ તેમને માટે નવાં કાર્યોનું ક્ષેત્ર ઉઘાડવું જોઇએ (પણ તેમાંય તેમની અસ્પૃશ્યતા તો આડે જ આવવાની ને?) અથવા તેમના પોષણની પૂર્ણ વ્યવસ્થા કરવી જોઇએ, એટલું જ નહિ પણ જ્યાંસુધી ધર્મપ્રધાન ભારતવર્ષમાં શહેરો છે ત્યાંસુધી સાફસુફ કરવાનું કામ કરનારા પણ તૈયાર કરવા જોઇએ! એટલે પાછી સ્થિતિ

તા હતી તેની તેજ આવીને ઉભી રહેશે! એટલે એ શરતમાં પણ મને સાર નથી લાગતો.

અસ્પૃશ્યોના ઉદ્ધાર માટે, અસ્પૃશ્યતાના કલંકને મટાડવા માટે કોઈ શરતોની આવશ્યકતા નથી. વગર શરતે તેમને આપણામાં આત્મસાત કરવા જોઇએ, અને એમાંજ આપણા પાપનું પ્રાયશ્ચિત છે. ઈસાઈ પાદરીઓએ રક્તપીતવાળાઓની સેવા સુશ્રુષા કરતાં–દીન હીન અને કંગાલોનો ઉદ્ધાર કરતાં કદિ એવી શરતો કર્યાનું જાણ્યું નથી કે એ રક્તપીતવાળાઓએ પ્રથમ તેમનાં રક્ત અને પસ ( રૂધીર અને પરૂ) સાફ કરવાં, પછી સાફ કપડાં પહેરવાં અને પછી જ તેમનો સ્પર્શ થઈ શકશે. ના, ના. ઈસુના એ માનવપ્રેમી સેવકોએ જે જે વધુ હીન અને અવનત, રોગી અને કંગાલ હતા તેમને પોતાના હૃદયની વધુ નજીક ગણ્યા. પોતાના હૃદયના માનવપ્રેમથી તેમને પાવન કર્યા. તેમનાં રૂધીરો અને પસ તેમના ઉજળા હાથોએ સાફ કર્યાં અને પોતામાં મેળવી લીધા. એ જ કારણ છે કે ઈસાઈ ધર્મ, વૈદિકધર્મની સચ્ચાઈની દૃષ્ટિએ ઉતરતો છતાં, આજ દિનરાત વૃદ્ધિગત થતા જાય છે અને સચ્ચાઇના શિખરે રહેલો વૈદિકધર્મ, મહર્ષિ દયાનંદ છોડી ગયા તેથી વસ્તુત: ભાગ્યે જ થોડાં ડગલાં આગળ વધી શક્યો છે! એનું કારણ એ છે કે ઈસાના સેવકોનો માનવપ્રેમ નિસ્વાર્થતા અને કર્તવ્ય–દીક્ષા, દયાનંદના સેવકોમાં બહુ જ ઓછી છે, એ સચ્ચાઇને ખાતર જરૂર કબુલ કરવું પડે છે. કેમકે હું જાણું છું કે દયાનંદના સેવકો અને તેના ભક્તોમાં પણ અસ્પૃશ્યોને સાથે મેળવી લેવામાં જોઇએ તેટલી તાલાવેલી

અને તૈયારી નથી. 'તમે પ્રથમ સાફ થઇને આવો'નું ભૂત અહિં પણ સવાર છે, એટલા માટેજ આજ ૫૦-૫૦ વર્ષથી ઋષિના સિદ્ધાંતો જગતભરમાં વિદિત છતાં, તેમજ ખુદ અસ્પૃશ્યો પણ એ વાત જાણે છે છતાં તેઓ આર્યસમાજ તરફ હજી કેમ આકર્ષાતા નથી? આર્યસમાજ કરતાં તેમને ક્રિશ્ચિયાનીટી કેમ વધુ આકર્ષક લાગે છે? નોકરી કે ધનની લાલચ હશે પણ તેના કરતાં વીસમી સદીના પ્રકાશે તેમના અંતરમાં પણ આછો પ્રકાશ નાખ્યો છે કે તેઓ પણ માનવ છે અને માનવ તરીકે સમાનતા ભોગવવા તેઓ જન્મ્યા છે. કોઈની ઠોકર ખાવા નહિ. અલબત્ત અનેક પ્રલોભનો છે પણ તે સાથે સમાનતાની એ ભાવના તેમને ઇતર ધર્મો તરફ આકર્ષી રહી છે. જ્યારે આર્યસમાજ પાસેથી તેમને સમાનતા-ક્રિયાત્મક સમાનતા મળશે એમ તેમને વિશ્વાસ નથી એ ખરેખર સમાજનું કમભાગ્ય છે. કેમકે સમાજમાં આવ્યા પછી પણ તેમની ઓળખાણ અપાતાં અસ્પૃશ્યતા તરફજ આંગળી જાય છે! એવી ફરીઆદો અવારનવાર થઇ છે. મારા મત મુજબ સમાજમાં પ્રવિષ્ટ થયા પછી આર્ય સિવાય બીજી રીતે કોઇનું ઓળખાણ આપી શકાય તેવી સ્થિતિજ હાલ નથી. શાસ્ત્ર-નિર્દિષ્ટ કર્માનુસાર વર્ણ-વ્યવસ્થા થાય ત્યારે હું બહુ ખુશી થઇશ; હાલ તો સાચા બ્રાહ્મણોનો દુષ્કાળ છે, ક્ષત્રિયોનું તો પૂછવું જ ના રહ્યું. શાસ્ત્ર-નિર્દિષ્ટ વૈશ્યો પણ નથી રહ્યા અને છેલ્લા વર્ણ વિષે તો મૌન રાખવું એજ ઉચિત થઇ પડશે. મને માલુમ છે કે કેટલાક ભાઇઓને આ વિચારો જરા ગરમ પડશે, કેટલાકને ઠીક પણ નહિ લાગે. પણ મારી નજરે જે સ્થિતિ છે, તેને રજુ કરવી મારી ફરજ સમ-

જુએ છું. હજુ સનાતની હિંદુ ભાઇઓ અસ્પૃશ્યોથી ભડકે એ સમજી શકાય તેમ છે; પણ આર્યસમાજીઓએ તો અસ્પૃશ્યને તેની ગમે તે સ્થિતિમાં આત્મસાત કરી લેવો રહ્યો, કેમકે તેના ગુરુ દયાનંદનો, **कृण्वन्तो विश्वमार्य्यम्** નો વિશ્વપ્રેમનો આદેશ છે, જેને શરતોના બંધનથી સીમીત ન કરી શકાય.

માણસના ઉપર જ્યારે સંકટ આવી પડે છે ત્યારે તેને પ્રભુ–પ્રાર્થના યાદ આવે છે. હિંદુ ધર્મ આજ ચોમેરથી હણાઇ રહ્યો છે, ત્યારે સનાતનીઓને ઇશ્વરના અવતારનાં સ્વપ્નાં આવે છે અને પ્રવર્તી રહેલા અધર્મને દૂર કરવા પ્રાર્થના થાય છે. પણ મથાળે ટાંકેલા આંગ્લ મહાકવિ શેકસપીઅરના વચન મુજબ “આપણે દયાની પ્રભુ પાસે પ્રાર્થના કરીએ છીએ; પણ એજ દયા–યાચના આપણને શીખવે છે કે દરેક તરફ દયાનાં કાર્યો કરવાં.” જો આપણે અસ્પૃશ્યો તરફ દયા બતાવી તેમને સમાનતાના ધોરણે ન ચડાવી શકીએ તો આપણે પ્રભુની દયાને પાત્ર નથી, અને મહર્ષિ દયાનંદના વચનાનુસાર પરમાત્મા કોઇની અયોગ્ય પ્રાર્થના સાંભળતો નથી!

  

"Thrice is he arm'd that hath
his quarrel just,
And he but naked, though
lock'd up in steel,
Whose conscience with injusice
is corrupted" —Shakespeare.

સર્વ કાલના, સર્વ દેશના, વિવિધ સંસ્કૃતિને ઉત્તેજનારા મહાકવિઓ સમગ્ર માનવવંશની સંપત્તિ છે. દેશ કે ભાષા વિશેષના બંધનોથી અતિરિક્ત હોઈ પોતાની ક્રાન્તદર્શીતાથી ભાવિના ઉલ્લેખ માનવજીવનના કલ્યાણ માટે કરે છે. ઇંગ્લાંડનો મહાકવિ અને વિખ્યાત નાટચકાર શેકસપીઅર તેના ઉપર ઉદ્ધૃત કરેલા વચનમાં—કહે છે કે જેની લડત ન્યાયની છે તે ત્રિગુણિત રીતે સુસજ્જિત છે. પણ જેનાં અંતઃકરણો અન્યાયથી દૂષિત થએલાં હોય છે, તેવા માનવીઓ ભલે લોખંડના વસ્ત્રો સજે છતાં (ન્યાયની દૃષ્ટિએ) નગ્ન છે—ઉઘાડા છે. આપણે ધાર્મિક અસ્પૃશ્યતા વિષે ઉપર થોડો ઉહાપોહ કર્યો છે. હવે અહિં તેનો વધુ વિચાર કરીશું.

ધર્મને નામે જેઓ અસ્પૃશ્યવાનું મંડન કરે છે અને ધર્મશાસ્ત્રોની દુહાઇ આપતા ફરે છે, અગર તેમનાં હૃદયો જો મરી ગયાં ન હોય-તેમની સદસદ્ વિવેકબુદ્ધિ બહેર મારી ગઈ ન હોય—તો તેઓ પોતાનાં (પૂર્વગ્રહ દૂષિત) હૃદયો પર હાથ રાખી પ્રતિજ્ઞાપૂર્વક કહી શકશે કે તેઓ ધર્મને નામે અસ્પૃશ્યતાનો બચાવ કરવામાં ન્યાયી છે? ન્યાય દેવતાના દરબારમાં તેઓ બચાવ કરવા શક્તિમાન

પણ છે? ન્યાયના કરડા શાસન પાસે તેઓ ઉઘાડા તો પડી નથી જતા ને? પોતાની બુદ્ધિની નગ્નતાને ઢાંકવા એ પંડિતંમન્યો શાસ્ત્રના વસ્ત્રો પરિધાન કરવાની ધૃષ્ટતા કરે છે, પણ મારૂં તો મંતવ્ય છે કે જેઓ અસ્પૃશ્યતાને પોષવા ધર્મશાસ્ત્રોને વચ્ચે લાવે છે તે વાસ્તવિક રીતે ધર્મશાસ્ત્રોના જાણકારોજ નથી અને એ માટે તેમને વૈદિકધર્મ તરફથી સ્થાયિ ચેલેંજ છે કે ધર્મશાસ્ત્રોથી કે યુક્તિવાદથી અસ્પૃશ્યતા સિદ્ધ કરી બતાવે. પણ જે પોથાધારીઓ શાસ્ત્ર-શાસ્ત્રને નામે કૂદાકૂદ કરી રહ્યા છે તેઓની મજલ બહુ બહુ તો પુરાણો સુધી પહોંચે છે પણ સનાતની હિંદુઓ જે જે પુરાણો માને છે તે વાસ્તવિક રીતે ધર્મશાસ્ત્રની કોટિમાંજ આવી શકતા નથી. કેમકે શાસ્ત્રનો અર્થજ એ છે કે हितशासनात् शास्त्रत्वम् ।

હિત-કલ્યાણનો ઉપદેશ કરવાથી જ શાસ્ત્રત્વ સિદ્ધ થાય છે. જ્યારે ૧૮ મહાપુરાણો અને સંખ્યાબંધ ઉપપુરાણોને શાસ્ત્રત્વની ઉપલી કસોટીએ ચઢાવીશું તો તેઓ શાસ્ત્ર નામને લજાવે તેવા છે. કેમકે આ પુરાણો અને તેના વંશ-વારસોમાં પરસ્પરના દેવોની નિંદા, છળકપટ, જુઠાણા અને વ્યભિચારના ગર્ભિત ઉત્તેજન વિના કલ્યાણનો ઉપદેશ ઓછો જ છે. એવાને ધર્મશાસ્ત્ર કહેવું એ ધર્મને ઝેબ આપવા જેવું છે. કેમકે હું ઉપર જણાવી ગયો છું કે જેનાથી ઐહિક તથા પારલૌકિક સુખ મળે તે ધર્મ છે. જ્યારે પુરાણોમાં કથિત વાતોનું આચરણ કરવાથી આ લોકમાં નષ્ટ ભ્રષ્ટ થઇ પરલોકના સુખમાં પૂળો મૂકાય છે. અતઃ આ પુરાણો એ ધર્મને નામે બોલવા જરાય યોગ્ય

નથી. અને ધર્મ વિનાનું તેનું શાસ્ત્રત્વ ટકી શકતું નથી. અત: પુરાણોને નામે જેઓ અસ્પૃશ્યતાનો બચાવ કરે છે તેઓ ધર્મના દુશ્મનો હોઇ શાસ્ત્રજ્ઞાનાનભિજ્ઞ મૂઢ બાળકો જ છે! રહી સ્મૃતિઓની વાત. મનુસ્મૃત્યાદિ અનેક સ્મૃતિ-ઓમાંથી આ પુરાણપ્રિય મહાજનોને કેટલીક વાત એવી મળી આવે છે, જેથી તેઓ અસ્પૃશ્યતાના અસમાનતા ઉપજાવનારા સિદ્ધાંતની ડાંડી પીટતા ફરે છે. પણ મારો એ મક્કમ મત છે કે સ્મૃતિઓમાં પણ પુરાણકારોના આ વંશધરોએ પોતાના સ્વાર્થની સિદ્ધિ માટે ડહોળાડહોળ કરી મૂકી છે અને પોતાના ઘરની અનેક વાતો તેમાં જોડી દીધી છે. અન્યથા મનુસ્મૃતિ જેવી પ્રથમ સ્મૃતિમાં પણ એકજ પ્રકરણમાં પરસ્પર વિરૂદ્ધ કથનો જોવામાં કેમ આવી શકે? ઘણી ખરી સ્મૃતિઓમાંથી પરસ્પર વિરૂદ્ધ વચનો ઉપલબ્ધ કરી શકાય તેમ છે. જો સ્મૃતિઓનેજ આ અસ્પૃશ્યતાના ઉત્પાદકો ખરી માને તો તેમાં બેઉ પક્ષો જોઇ શકાશે તો ખરૂં શું તેનો નિર્ણય તેઓ તો ત્રિકા-ળમાં કરી નહિ શકે. જ્યારે અસ્પૃશ્યતાના આ જનકોએ મનુસ્મૃત્યાદિના હવાલા આપી તેમના અસ્પૃશ્યતાના કુબડા શિશુનું સંગોપન કરવાનું દુરસ્ત ધાર્યું, ત્યારે અસ્પૃશ્યતાના મહાતાપથી સેંકડો વર્ષોથી તપેલા એ અસ્પૃશ્ય ગણાતા ભાઇઓએ મનુસ્મૃતિની જાહેરમાં હોળી કરી પોતાનો મન:સ્તાપ વ્યકત કર્યો અને તે સાથે સાથે સ્મૃત્યાદિના નામે અસ્પૃશ્યતા પોષતા એ મહાબ્રાહ્મણોને વ્યકત કર્યું કે હવે હદ થઇ ગઇ! જો સ્મૃતિઓ અસ્પૃશ્યતા પોષી માનવ સમુદાયમાં અસમાનતા જન્માવતી હોય તો તે સ્મૃતિઓ અમારે ના ખપે!! અને એટલાથી યે જો તમે

સંતોષ લેવા ન માગો અને તમારા હિંદુધર્મમાં અસ્પૃશ્યતા નિવારણ ન થઇ શકે તો તે હિંદુધર્મને પણ રામ રામ છે!!! અને ખરેખર અનેક અસ્પૃશ્યોએ ધર્માન્તર પણ કર્યું છે. ધર્મને નામે અસ્પૃશ્યોને રીબાવી રીબાવી, તેમને હડધૂત કરી, ધર્માન્તર કરાવવાની ફરજ પાડવાના મહાપાપ માટે આ કહેવાતા સનાતન ધર્મના ઈજારદારો બહુ જલદી નહિ ચેતે તો તેઓ હિંદુધર્મના નાશને સત્વર નોતરી રહે છે, એ તેઓએ ભૂલવું ન જોઇએ. છેલ્લા ૨–૩ દસકાની વસ્તી ગણત્રીના આંકડાઓ જોવાથી માલુમ પડશે કે હિંદુઓની સંખ્યા કેટલી તીવ્ર ગતિથી હ્રાસ પામી રહી છે, અને ઇસાઇઓ તથા મુસલમાનો કેટલા વેગથી વધી રહ્યા છે. ઇસાઇઓ અને મુસ્લીમોની એ તેજ વૃદ્ધિ ક્યાંથી થઇ? હિંદુ ધર્મના આ નગણ્ય કહેવાતા અસ્પૃશ્યતાના ભંડારમાંથી! ચોરી છૂપીથી, લાંચ રૂશ્વતથી, ડર-ધમકીથી અને જાહેર હીકમતથી હિંદુધર્મનો એ ભંડાર છડેચોક લૂંટાય છે, અને હિંદુઓ તેને ઉઘાડી આંખે લુંટાવા દે છે! કેમકે સનાતન ધર્મ અસ્પૃશ્યતાનું નિવારણ નથી કરી શકતો!! વાહ રે સનાતન ધર્મ!!!

પણ અસ્પૃશ્ય ગણાતા ભાઈઓનું મનુસ્મૃતિ–દહન, તેમના હૃદયના તીવ્ર સંતાપને ગમે તેટલું વ્યક્ત કરતું હોવા છતાં અમે તેને અનુમોદન આપી શકતા નથી. કેમકે અમારી પ્રામાણિક માન્યતા છે કે મનુસ્મૃત્યાદિ સ્મૃતિ ગ્રંથોમાં જ્યાં જ્યાં અસમાનતા પોષનારી વાતો આવે છે તો તે પ્રક્ષિપ્ત છે અને સ્વાર્થપટુઓની જાળ સાજી છે. અતઃ અસ્પૃશ્ય ગણાતા ભાઇઓએ સ્વાર્થીઓએ પાથરેલી

એ જાળમાં ફસાઈ, અકળાવાની જરૂર નથી. તેઓ શાંતિ રાખી વિચાર કરશે તો હિંદુ ધર્મનો એ પોકાર તેઓ પણ સાંભળશે કે—

**श्रुति स्मृत्यो विरोधे तु श्रुतिरेव गरीयसी**

જ્યાં જ્યાં ધર્મ-નિર્ણયમાં શ્રુતિ-વેદ અને સ્મૃતિઓને વિરોધ હોય ત્યાં ત્યાં વેદની વાત જ માન્ય અને પ્રામાણિક છે, સ્મૃતિઓની નહિ. અને અમે જ્યાંસુધી શ્રુતિનું અધ્યયન કર્યું છે ત્યાંસુધી અમારો વિશ્વાસ છે કે શ્રુતિમાં કયાંય અસ્પૃશ્યતાનો ઉલ્લેખ નથી! પ્રત્યુત **सर्वे अमृतस्य पुत्राः** કહીને સર્વ-સમતાનું પ્રદર્શન છે. **अज्येष्ठासो अकनिष्ठास एते** (ઋગ્વેદ) ઇત્યાદિ.

અસ્પૃશ્ય ગણાતા ભાઇઓએ સૈકાઓથી ખુબ જ સહ્યું છે. અને હવે તેમણે વધુ સહન કરવું જ ન જોઇએ. તેમની ઉન્નતિના પથમાં જે જે પત્થરો આવે તેને હટાવી તેમણે હવે આગળ વધવું જ જોઇએ. તેમણે એ નિશ્ચય રાખવો જોઇએ કે ઉદાર વૈદિક ધર્મમાં તેમનું સંપૂર્ણ સ્થાન છે, એટલે તેમણે કદિ પણ ધર્માંતર કરવાનો વિચાર સરખો પણ કરવો ન જોઇએ. વૈદિક ધર્મમાં રહીને જ તેઓ તેમના હક્કો માટે લડી શકે છે, અને વિજય તેમનો છે. કેમકે તેમની લડત ન્યાયની અને સમાનતાની છે. તેમને છુંદવા માગનારાઓનાં અંતરો અન્યાયથી દુષિત થએલાં છે, અને અન્યાય હંમેશાં અંતે ન્યાયને હાથે પરાસ્ત થવાને બંધાએલો છે. કહેવાતા સનાતની હિંદુઓનો અસ્પૃશ્યો તરફનો આ અન્યાય જ્યાંસુધી કહેવાતા ધર્મના ખભા પર ચાલ્યો ત્યાંસુધી એ અન્યાય મૌનપણે સહેવાયો.

પણ મહર્ષિ દયાનંદના પુણ્ય પ્રતાપથી જ્યારે લોકોએ જાણ્યું કે કહેવાતા ધર્મના ખભા પર જે અન્યાય લાદવામાં આવે છે તે ધર્મ, ધર્મ જ નથી પ્રત્યુત અધર્મ છે! અને જ્યારે જનતાએ જાણ્યું કે અસ્પૃશ્યતાનો અન્યાય સ્વાર્થીઓએ પ્રવર્તાવેલા અધર્મ પર સ્થિત છે, તે ઘડીથી જ અસ્પૃશ્યતાના અન્યાયનો મૃત્યુઘંટ વાગ્યો, અને પરમશ્લોક મહર્ષિના અવસાન પછીની આજની અર્ધ શતાબ્દિમાં અસહકારના નવયુગે અને શુદ્ધિના પુનીત કાર્યે એ અસ્પૃશ્યતાની પ્રેત-યાત્રા કાઢી છે. અને ઘણા જ નજીકના સમયમાં એ અસ્પૃશ્યતાનું શબ હંમેશને માટે દટાઈ જશે એ વાત નિ:સંદેહ છે. પણ એ સમયને જલદી લાવવા માટે પ્રત્યેક સ્વાતંત્ર્યપ્રેમીએ અને દરેક સદ્ધર્મના ઉપાસકે યથાશક્તિ સહાય કરવી જોઈએ. કેમકે સમાનતા વિના સ્વાતંત્ર્ય નથી અને અસમાનતામાં ધર્મ નથી. કેમકે Equality વિના Fraternity-સમાનતા વિના ભ્રાતૃભાવ નથી; અને Fratenity વિના Liberty-ભ્રાતૃભાવ વિના સ્વાતંત્ર્ય નથી. અત: ફ્રાન્સના રાજવિપ્લવ વખત Equality, Fraternity and libertyની ક્રાંતિની ગર્જનાઓ હતી. પ્રથમ ઉંચ નીચના ભેદો ભૂલાયા. એથી સમાનતા જન્મી અને પરિણામે ક્રાંતિ સફળ થતાં સ્વાતંત્ર્યનું પ્રભાત પ્રગટ્યું. ફ્રાંસનો એ વિપ્લવ ભારત અને ભારતવાસીઓને અમૂલ્ય બોધપાઠ આપે છે. તેનો જેટલો ફાયદો લઇએ તેટલો થોડો છે. ચેતવાનો આજે આ અમૂલો અવસર આવ્યો છે, તે જો એળે જવા દઇશું તો કરોડો અપૃશ્સ્ય ગણાતા ભાઇઓના હ્રુદયમાં અસમાનતાની સળગતી ચિણગારીઓ, જે આજે સહેલાઇથી બુઝાવી શકાય

મ છે, ત સતેજ થઇ ભયંકર જ્વાળાનું ઉગ્રરૂપ લેશે અને પછી તે જ્વાળામુખીને મીઠા શબ્દો કે સમાનતાનાં પોકળ વાગ્જાલના મહાસાગરો પણ બુઝાવી નહિ શકે. શેકસપીઅરનું પણ કથન એ જ છે કેઃ—

A little Fire is quickly trodden out
Which, being suffer'd rivers cannot quench!

*　　　　*　　　　*

"With regard to what you should do, do what your good sense and feeling would prompt."
—DICKENS

મહર્ષિ દયાનંદ સરસ્વતી પછી અસ્પૃશ્યોના ઉદ્ધાર માટે યત્રતત્ર નાના મોટા પ્રયત્નો થયા છે. તેમાંથી કેટલાક અલ્પજીવી તો કેટલાક સ્થાયિ થયા છે. જે સ્થાયિ પ્રયત્નો થયા છે તેમાં મહાત્મા ગાંધીજી પ્રચાલિત અસહકારનો પ્રયોગ મુખ્ય ભાગ ભજવે છે. સ્વાતંત્ર્ય સંપાદન માટે અસહકારના જન્મદાતાએ તે વખતે (૧) સ્વદેશી ચરખો (૨) કાઉન્સિલો તથા શાળાનો બહિષ્કાર (૩) હિંદુ મુસ્લિમ ઐક્ય અને (૪) અસ્પૃશ્યતા નિવારણ એ ચતુઃસૂત્રી બનાવી ત્યારે એ સ્વરાજ્ય-સાધક ચતુઃસૂત્રીમાં અસ્પૃશ્યતા નિવારણનો પ્રશ્ન પણ પ્રધાન હતો. અસહકારની ગતિ વધતી ગઈ, અને રાજનૈતિક પરિસ્થિતિ ક્ષણેક્ષણ બદલાતી ગઇ, તેમ તેમ તેમાંથી અસ્પૃશ્યતા નિવારણનો સામાજિક પ્રશ્ન અર્થાત્ રાજનૈતિક ધમાલમાં ગૌણપદ ભોગવવા લાગ્યો. છતાં કોઈ વખતે તે છેક જ ભૂલાઈ ગયો નથી. ચાલુ રાજનૈતિક લડતમાં જોકે આ પ્રશ્ન આજ પ્રધાન ભાગ ભજવતો નથી, છતાં તે તરફ હવે કોઇથી ઉપેક્ષા પણ થઈ શકે તેમ નથી, અને હવે તો અસ્પૃશ્યોએ હિંદના રાજનૈતિક, સામાજિક કે ધાર્મિક પ્રશ્નોમાં પોતાનું સ્વતંત્ર સ્થાન પ્રાપ્ત કર્યું છે. એટલે કદાચ ઉંચવર્ણના હિંદુઓ તે પ્રશ્નને ખોળંભે પાડવા ઇચ્છે તો પણ તે હવે શક્ય નથી. તેમણે પરિસ્થિતિ જોઇને અડંગા નીતિ પણ અખત્યાર કરવાનું દુરુસ્ત ધાર્યું છે. અને એમાં હું તેમનો

દોષ જોઈ શકતો નથી. જો તેઓ સ્હેજ ઉગ્રતા ન બતાવે તો તેમનો તતુડીનો અવાજ રાજનૈતિક હિલચાલોના નગારખાનામાં સંભળાય પણ નહિ.

રાજનૈતિક પ્રશ્નોમાં અનુપેક્ષણીય સ્થાન પ્રાપ્ત કર્યા પછી તેઓએ સામાજિક અને ધાર્મિક પ્રશ્નોમાં માથું ઉંચકર્યું છે. મુંબાઈના દેવમંદિરો અને નાશિકના ગોરારામ મંદિર પરના તેમાં દાખલ થવાના તેમના સત્યાગ્રહથી એ વાત જોઈ શકાય છે. એ હિલચાલમાં અલબત્ત ઘણા સહૃદય ઉંચ વર્ણના હિંદુ–સનાતનીઓનો સહકાર હતો અને તેને પરિણામે તેમને કેટલાંક મંદિરોમાં પ્રવેશ કરવાનો અધિકાર મળ્યો છે. કેટલેક ઠેકાણે કુવાઓ પર પાણી ભરવાની પરવાનગી મળી છે, અને પાછલાં વર્ષોમાં તેમના વાઈકોમના વિજયી સત્યાગ્રહે, એક કોમ તરીકેની તેની મહત્તા અને તેના હકકો પ્રાપ્ત કરવા માટેની તેની યોગ્યતા દેશભરે અનુભવી છે. આ રીતે તેમણે ધર્મ–ગુરુઓના અને પગડાધારી પંડિતમન્યોમાં ખળભળ મચાવી મૂકી છે અને અસ્પૃશ્યતા નિવારણને ધાર્મિકરૂપ અપાયું છે.

અત્યાર સુધી આર્યસમાજીઓ અને થોડાક સુધારકો સિવાય તેનો ઉચ્ચાર પણ કોઇ કરતું ન હતું. પણ અસહકારના જન્મ પછી ધર્મ–ગુરુઓ–શંકરાચાર્યો અને કાશીના સાત્વિક બ્રાહ્મણ–પંડિત માલવીયા જેવાને પણ તેમના ઉદ્ધાર માટે ધર્મનાં દ્વાર ખુલ્લાં કરવાની સહૃદયતા બતાવવી પડી છે. એ જરૂર સુચિન્હ છે. પણ વાચાથી જે હકકો સ્વીકારાયા છે, તે આચારથી સીલબદ્ધ કરવા જોઇએ. એ જાણીને મને ભારે આનંદ થયો છે કે જમ્મુ

કાશ્મીર અને કપુરથલાના સ્ટેટોમાં આ અસ્પૃશ્ય ગણાતા બંધુઓ માટે સામાજિક દ્વારો ખુલ્લાં થયાં છે અને જાહેર કુવાઓ પર પાણી ન ભરવા દેવાની અમાનુષી નીતિનો અંત આવ્યો છે. તેમના શિક્ષણ વગેરેની પણ વ્યવસ્થા અનેક સ્થળોએ કરવામાં આવી છે. અને તે દૃષ્ટિથી વડોદરા રાજ્ય જરૂર પ્રશંસાને પાત્ર છે.

પણ હજી એ તો પાશેરામાં પહેલી પૂણી છે. તેમના ઘણા હકકો આપવા હજી બાકી છે. બ્રિટિશ હિંદમાં અને બીજાં દેશીરાજ્યોમાં એ સુધારા થવાની ખાસ અને શીઘ્ર આવશ્યક્તા છે. પણ રાજ્યો એ સુધારા આજ નહિ આપે તો કાલે જરૂર આપશે. તેમને આપ્યા વિના હવે છૂટકો નથી. કેમકે લોકમત હવે વધુ ને વધુ કેળવાતો જાય છે; છતાં લોકમતની એ કેળવણી હજી વધુ વેગ માગે છે. એક વાર જનતાના હૃદયમાં તેના ઉદ્ધાર માટે તાલાવેલી પ્રગટાવવાની અનિવાર્ય અગત્ય છે. અને સુધારકો, મહાસભાવાદીઓ તથા આર્યસમાજની તે માટેની ફરજ દીવા જેવી સ્પષ્ટ છે.

મારા નમ્ર મતાનુસાર રાજકિય કિંવા સામાજિક ક્ષેત્રમાં ઉંચ-નીચ ભાવ કાયમ રાખીને ધર્મ જીવંત રાખી શકાય નહિ. સંધ્યા કરતી વખતે

नात्युच्छ्रितं नातिनीचम्

અતિ ઉંચ કે અતિ નીચ એવા વિભાગ પાડેલું વિષમ સ્થાન ચાલે નહિ. સમતાના શુચિ પ્રદેશમાં જ આત્માનું આસન સ્થિર થતું હોવાથી, એક બાજુએ ઉન્મત્તવૃત્તિના ડુંગરો અને બીજી બાજુ દૈન્યની ખીણો રાખી ધાર્મિક-

વૃત્તિના પુરુષથી સંધ્યા-વંદનાદિ નિત્ય-કર્મ કરવાં શક્ય નથી.

સ્વરાજ્યના અભાવે લોકોમાં પાણી-સત્વ ન રહેવાથી સ્નાન-સંધ્યા મહત્વ વિનાની થાય છે. "**अपो ह्यस्मै श्रद्धां संनमन्ते पुण्याय कर्मणे**"-પાણી જોઇને કંઈ પણ પુણ્ય-કર્મ કરવાની શ્રદ્ધા ઉત્પન્ન થાય છે, એવા એક દૃષ્ટાંનો અનુભવ થવાથી તેણે '**अप**' શબ્દનો અર્થ જ 'શ્રદ્ધા' કર્યો. પણ પારતંત્ર્યના સમયમાં મનુષ્યની બુદ્ધિમાંથી એ શ્રદ્ધાનું પાણી જ નષ્ટ થતું હોવાથી બહારનું પાણી બિચારી સંધ્યાને કેટલું ઉપયોગી થઇ શકે? અત: 'મારે-ધર્મને રાજકારણ સાથે કંઇ સંબંધ નથી." એ ધર્મની અવ્યાપ્તિ અને "અસ્પૃશ્યતા નિવારણ એ અમારો પરંપરાગત હક્ક છે, તેમાં રાજકિય લોકોએ માથું મારવું નહિ!" એ રાજકરણની અવ્યાપ્તિ, એ બન્ને ધર્મદૃષ્ટિથી આત્મઘાતકી છે, કેમકે અહિંસા એ સર્વ ધર્મ અને રાજકારણનો પ્રાણ છે, એ મહાત્માજીએ હવે તો જગવિદિત કરી દીધું છે, એટલે તેને સિદ્ધ કરવાની હવે જરૂર નથી. જુલમ કરનાર જાલિમ અને જુલમ સહન કરનાર ગુલામ એ બન્ને હિંસક છે એમ અહિંસાનું શાસ્ત્ર શિખવે છે. જેમ ખરા સ્વાતંત્ર્યવાદીની એ પ્રતિજ્ઞા હોય છે કે હું કોઇનો તાબેદાર રહેનાર નથી, તેમ કોઇને તાબેદાર કરનાર નથી; તેમ ખરા અહિંસકવાદીની પણ એ પ્રતિજ્ઞા હોવી જોઇએ કે હું કોઇ ઉપર જુલમ કરનાર નથી, તેમ કોઇનો જુલમ સાંખી લેનાર પણ નથી.

અંગ્રેજો અમને કચડે, એટલે અમે અંત્યજોને કચડીએ! આપણાં હૃદયોમાં 'જાલિમ' અને 'ગુલામ' એ બન્નેનો એકત્ર વાસ હોવાથી ગુલામગિરિની અંતિમ પાયરીએ પહોંચ્યા છીએ. અતઃ મનુષ્યતાનો ઉપમર્દ કરનારી અસ્પૃશ્યતા દૂર કરો એમ કંઠરવે નિનાદિત કરવું પ્રત્યેક હિંદુનામધારી તથા સ્વરાજ્યવાદીનું કર્તવ્ય છે. એક વિદ્વાન લેખકે ઠીક જ કથન કર્યું છે, કે "જ્યાં સુધી અસ્પૃશ્યતાની દુર્ગંધ હિંદુસમાજના શરીરમાંથી નષ્ટ થવાની નથી, ત્યાંસુધી હિંસાનો વાત, પારતંત્ર્યનું પિત્ત અને અવ્યવસ્થાનો કફ વૃદ્ધિગત થઈ, એ ત્રિ-દોષને લીધે હિંદુસંસ્કૃતિનો નાશ થયા સિવાય રહેનાર નથી!"

અતઃ અસ્પૃશ્યતા-નિવારણનો પ્રશ્ન જેટલો ધાર્મિક, તેટલો જ સામાજિક અને તેટલો જ રાજનૈતિક છે. રાજનીતિ તેનો સ્વાતંત્ર્યની દૃષ્ટિથી નિર્ણય કરે, સમાજકારણ વ્યવસ્થાની દ્રષ્ટિથી તેનો તોડ કાઢે, અને ધર્મ અહિંસાની દ્રષ્ટિથી તેનો નિકાલ લાવે. અલબત્ત એમાં દ્રષ્ટિભેદ રહેશે. પણ એ નિર્ણય કર્યા વિના છુટકો નથી. કેમકે પૃથ્વી ઉપરની લોકસંખ્યાનો પાંચમો ભાગ જેમ હિંદુસ્તાનની લોકસંખ્યા છે; તેમ હિંદુસ્તાનની લોકસંખ્યાનો પણ પાંચમો ભાગ અસ્પૃશ્યોની લોકસંખ્યા છે! એથી જેમ પૃથ્વી પરની લોકસંખ્યાને પોતાનો પાંચમો ભાગ ગુલામગિરિમાં રાખીને સ્વાતંત્ર્ય અને શાન્તિનો ઉપભોગ શક્ય નથી, તેમ હિંદુસ્તાનની લોકસંખ્યા-જનતાને પણ પોતાનો પાંચમો ભાગ ગુલામગિરિમાં રાખીને સ્વરાજ્ય ભોગવવું તો દૂર રહ્યું પણ મેળવવું યે શક્ય નથી. એ

આપણે બીજી રાઉન્ડટેબલ પરિષદ્‌માં પેટ ભરીને અનુભવ્યું છે. કેટલીક વેળા એ અંત્યજોની માગણી આપણે સાંભળી છે, કે અમારે સ્વરાજ્ય નથી જોઈતું. અંગ્રેજ સરકાર સારી છે, સ્વરાજ્ય મળે એટલે હિંદુઓનું રાજ્ય થશે અને તેમ થાય એટલે અમે છીએ તેના કરતાં અમારી કફોડી હાલત થશે! એ મનોદશા તેમના 'અલ્સ્ટર' બનવામાં કંઈ બાકી છે? અને તેમાં અસ્પૃશ્યોનો વાંક પણ કંઈ છે? તેની જવાબદારી ધર્મધમંડી હિંદુઓની જ નથી? એટલે હિંદુઓને સ્વરાજ્ય જોઈતું હોય તો પ્રથમ આ અસ્પૃશ્યતાને હંમેશને માટે દફનાવવી પડશે. અને હિંદુ-ધર્મનું એ ભયંકર કલંક, સમાનતાનાં દ્વારો ખુલ્લાં કરી પ્રાયશ્ચિતના જલ દ્વારા ધોઇ નાંખવું જ પડશે.

કેટલાક ભાઇઓ મનમાં તો જરૂર સમજે છે, કે અસ્પૃશ્યતા એ માનવતાનું કલંક છે, અને તેને ટાળવું જોઇએ. પણ તેઓ લોકલજ્જાના તથા જ્ઞાતિઓના વાડા-ઓના વિષમ બંધનથી જકડાએલા છે, એટલે તેમને પોતાના આત્માના અવાજથી વિરુદ્ધ વર્તન કરવું પડે છે, એવા ભાઇઓને અમે વિનવીશું કે અગર અસ્પૃશ્યતા એ પાપ છે, એમ તમે કબુલો છો તો માનવતાને નામે અમે અપીલ કરીએ છીએ કે જ્ઞાતિના વાડાઓના સત્વ ચુસતા બંધનોને તોડી-વછોડી, તેનાથી ઉપર ઉઠો. તમારી ભીરુ-તાથી કરોડો ભાઇઓને ગુલામીમાં ના સબડાવો. જ્ઞાતિઓના વાડાના બંધનોના ડરથી તમે છુટા થયા કે અસ્પૃશ્યોને પણ ગુલામીમાંથી મુક્ત કરવાનું પૂણ્ય તમે હાંસલ કરશો.

એક બાજુ જાતિઓના વાડાઓથી છુટતાં આત્માને સ્વાતંત્ર્યની હવા મળશે ત્યાં બીજી બાજુ કરોડો ધર્મ બંધુઓ અને દેશ બંધુઓની અધોગતિમાંથી ઉન્નતિ થશે. કરોડોની મુક્તિ માટે, જરા કષ્ટ સહવું પડે તો તેમ કરવું એ મનુષ્યતાનો તકાદો છે. મહર્ષિ દયાનંદે તો ઉદ્દઘોષણા કરેલી કે—

"હું કોઇને બંધનમાં નંખાવવા આવ્યો નથી."

તેમ દરેક ઋષિભક્તની ઘોષણા હોવી જોઇએ કે બંધનમાં ફસાએલાઓની મુક્તિ, ગમે તે ભોગે, કરવા મારા બધા જ પ્રયત્નો હશે.

ઋષિએ કોઇને બંધનમાં ન નંખાવી પૂણ્યોપાર્જન કર્યું તો આજ આપણે ઋષિભક્તોએ ( અસ્પૃશ્યતાના ) બંધનમાં ફસાએલાની મુક્તિ અપાવવાનું કર્ત્તવ્ય કરવું રહ્યું ! મહર્ષિએ કોઈની સ્વતંત્રતા ન હરતાં પોતાની શ્રેષ્ટ આર્ય-મહાનુભાવતાનો પરિચય આપ્યો તો આજ તેના અનુયાયીઓએ બીજાઓને સ્વતંત્રતા અપાવી પોતાની સાચી આર્યતાનો જગતને પરિચય અપાવવો રહ્યો ! અને તે માટે તે પૂણ્યકર્મ—સંપાદન માટે જે થોડુંક ભોગવવું પડે તે ખુશીથી ભોગવી લેવું એમાં જ આપણી સાચી આર્યતા ચમકશે. અને તે દ્વારા જ—આપણા પરહિતાર્થના આપ ભોગથી—આર્યસમાજ ફળશે અને ફૂલશે. તેમાં શરત ફક્ત એક જ છે; અને તે આ ઉપલા મથાળે ટાંકેલા ડીકન્સના વાક્ય પ્રમાણે આપણું અંતર અને આપણી માનવતા આપણને જે કરવાનું કહે તેજ ગમે તે ભોગે કરવું ! આર્ય બંધુઓ ધારે તો તેમને માટે એ જરાય નવું નથી

પ્રત્યુત તેમાં જ 'આર્ય' નામની સાર્થકતા છે એ સહુ જ સમજે અને તે પ્રમાણે વર્તે.

બાઈબલનું નીચલું સરસ વચન મનન કરવા યોગ્ય છે:

Beloved, let us love one another,
for love is of God; and every
one that loveth is born of God,
and knoweth God.

1. John 4, 7.

ભાવાર્થ:—

પ્રિય! ચાલો આપણે એક બીજાને ચાહીએ. કેમકે પ્રેમ એજ પ્રભુ છે; અને જે કોઈ ચાહે છે, તેમાં ઇશ્વરીય અંશો છે. અને પ્રેમી જ પરમેશ્વરને જાણી શકે છે.

એ રીતે પણ પ્રભુને જાણવા–પામવા પ્રીત્યર્થ પણ અસ્પૃશ્યતાને સંઘરીને આપણે પ્રભુને નથી જાણી શકતા; અને પ્રભુને જાણ્યા વિના તો મુક્તિ નથી એમ વેદ પણ કહે છે:—**तमेव विदित्वाति मृत्युमेति**
**नान्यः पन्थाः विद्यतेऽयनाय॥ यजुः**

અત: સામાજિક કે રાજકીય–સાંસારિક કે આત્મિક મુક્તિને માટે પણ અસ્પૃશ્યતા તો ટાળ્યે જ છુટકો છે.

* *

The affections are not so easily wounded as the passions, but their hurts are deeper and more lasting. — DICKENS

અસ્પૃશ્યતા—નિવારણનો ધર્મકારણ, સમાજકારણ તથા રાજકારણ સાથે કેવો ઘનિષ્ટ સંબંધ છે એ આગળ આપણે જોઈ ગયા છીએ. અહિં તે વિષે જરા વધુ નિરીક્ષણ કરી, આ લંબાયમાન નિબંધને અહિં સમાપ્ત કરવા વિચાર છે,

એક લેખક કહે છે કે અસ્પૃશ્યો હિંદનું 'અલ્સ્ટર' થઇ પડે એ ડરને લીધે કેટલાક રાજનીતિજ્ઞો તેમને 'નજીક' લાવવા માગે છે. પણ જો એ કેવળ 'પોલીસી'ને ખાતર હોય તો તે પ્રયત્ન મિથ્યા થશે; કેમકે તે પોલીસીથી ઉચ્ચ અને નીચ હિંદુઓનાં હૃદયનું ઐકય સંધાશે નહિ. અને અસ્પૃશ્યતા-નિવારણ એ કેવળ દંભ થઇ પડશે. અને કદાચ તાત્કાલીક ઐકયનો ભાસ થાય પણ ખરો, તોયે કાલાંતરમાં અતિ વેગથી તે ઐકયનો દંભ સ્ફોટ થશે. અસ્પૃશ્યતા-નિવારણમાં કેવળ માનવપ્રેમની ભાવના જોઈએ, તેમાં પ્રાયશ્ચિતની ઉત્કટતા જોઇએ. આપણને સ્વરાજ જોઇએ છીએ, તે કેવળ પરરાજ્યમાં સુખથી રહી શકાતું નથી એટલા માટે જ નહિ, પણ પરરાજ્યમાં સ્વાભિમાનપૂર્વક રહી શકાતું નથી માટે, અને સ્વાભિમાનશુન્ય જીવન એ મૃત્યુનું પાર્થિવ રૂપાંતર છે. એટલે સ્વાભિમાનશુન્ય જીવન વિના મૃત્યુ ભલું. અતઃ સ્વરાજ સંપાદન કરવાની આપણી ઇચ્છા છે. તદ્વત્ અસ્પૃશ્યતા-નિવારણ એ પણ અત્યંજોની સગવડ ખાતર નહિ.

પણ તેમના સ્વાભિમાન માટે આવશ્યક છે. કેમકે અંત્યજો પણ મનુષ્ય જ છે અને તે હિંદુઓ છે. ઉપરાંત દુર્ગંધ સાફ કરવાનું પવિત્ર કાર્ય કરનારા હિંદુ-સમાજ-સેવકો -servants of India society-છે!

અતઃ અસ્પૃશ્યતા-નિવારણ એ બાહ્ય-સ્પર્શનો સવાલ નથી. એ હૃદય-પરિવર્તનનો સવાલ છે. ગાંધીજી પણ બ્રિટીશ સરકાર પાસેથી બાહ્યાડંબર કે પોકળ વચનો નથી ઈચ્છતા. તેઓ ઇચ્છે છે કે બ્રિટીશોનું હૃદય-પરિવર્તન થાય. અને હૃદય-પરિવર્તન વિનાની એક પણ ચીજ તેમને ન ખપે. તો આપણે આપણા ઉદ્ધાર માટે જેમ સામા પક્ષ તરફથી હૃદય-પરિવર્તનની આકાંક્ષા રાખીએ છીએ, તેમ જેઓ આપણાથી કચરાયા છે તેઓના ઉદ્ધાર માટે પ્રથમ આપણે આપણા હૃદયનું પરિવર્તન કરી માનવપ્રેમનો પરિચય કરાવવો અનિવાર્ય છે. જે રીતે રાજનીતિ, અસ્પૃશ્યતા નિવારણના પ્રશ્નને 'સ્વાતંત્ર્ય'ના દ્રષ્ટિબિંદુથી વિચાર કરી નિર્ણય આપે છે; તેમ સમાજકારણ તેને 'વ્યવસ્થા'ના દ્રષ્ટિબિંદુથી વિચાર કરી નિર્ણય આપે છે. વેદનો ઉલ્લેખ છે કે:—

**सहस्रशीर्षा पुरुषः सहस्राक्षः सहस्रपात्**

વિરાટ પુરુષ સહસ્રશીર્ષા છે, સહસ્રાક્ષ છે ઇત્યાદિ. એ વિરાટ પુરુષના સહસ્રશીર્ષત્વ અને સહસ્રાક્ષત્વાદિમાં જેને અસ્પૃશ્ય ગણીએ તેને કાઢી લઈએ તો વિરાટ પુરુષના

સ્વરૂપમાં બાદ આવશે; કેમકે એજ વિરાટ પુરુષના ભિન્ન ભિન્ન અવયવ ભગવતી શ્રુતિ વર્ણવે છે તેમ

ब्राह्मणोऽस्य मुखमासीद् बाहू राजन्यः कृतः
ऊरू तदस्य यद्वैश्यः पद्भ्यां शूद्रोअजायत॥ यजुः

અસ્પૃશ્યાદિ શૂદ્રો પણ તે વિરાટ બ્રહ્મનાં ઈતર મુખ, હસ્તાદિ અવયવો પેરે પાદસ્થાનીય અવયવ છે. ભલા, જેનું મુખ, હાથ તથા પેટ વગેરે અવયવો સુદ્રઢ હોય પણ પગ જ ન હોય અથવા લંગડા હોય તે મસ્તકાદિ અવયવોની ઉપયોગિતા કેટલી રહેશે? તેનો 'ધર્મ' 'ધર્મ' કહી બુમ મારનારાઓ વિચાર કરે અને પ્રથમ પોતાના પગને અસ્પૃશ્ય ગણી ઓપરેશનદ્વારા શરીરથી અલગ કરાવીને જ પછી અસ્પૃશ્યોને હિંદુસમાજથી અલગ રાખવાનો ઉપદેશ આપવા દોડતા દોડતા ભલે આવે. જેમ શરીરથી પગોનું પથકકરણ અચિન્ત્ય છે તેમ સમાજ–શરીરમાંથી પણ આ શૂદ્ર ગણાતા અસ્પૃશ્યોનું દૂરીકરણ અનિષ્ટ છે. કેમકે વેદોદિષ્ટ ચાતુર્વર્ણ્યની ભાવના સંયોજક-Inclusive છે, વિ-ભાજક–Exclusive નથી. વિશિષ્ટ વર્ગની જેમ વિશિષ્ટ કર્મ કરવાની જવાબદારી છે, તેમ સર્વનું સામુદાયિક કામ કરવાની સામાન્ય જવાબદારી સર્વ ઉપર સમાન છે એ ભૂલવું નથી જોઈતું.

વ્યક્તિના સ્વાતંત્ર્યને સંપૂર્ણ સ્થાન હોઈ સમાજ સુવ્યવસ્થિત રીતે ચાલે એ ઉદ્દેશ્યથી ચાતુર્વર્ણ્યની યોજના છે. બ્રાહ્મણ વ્યક્તિનું સ્વાતંત્ર્ય જેટલું અગત્યનું

છે, તેટલું જ અગત્યનું શૂદ્ર વ્યકિતનું પણ સ્વાતંત્ર્ય છે. પણ એ દ્રષ્ટિ આજ ભૂલાઈ ગઈ છે અને શુદ્રોનું વ્યકિતગત સ્વાતંત્ર્ય હરણ કરાયું છે; એટલે વ્યવહારના વિકૃત યંત્રમાં એ ચાતુર્વર્ણ્યની યોજના સપડાવાથી એક બાજુ જેમ વ્યકિત સ્વાતંત્ર્ય નષ્ટ થયું છે તેમ બીજી બાજુ સામાજિક સ્વાતંત્ર્ય પણ નાશ પામ્યું છે જેનું ઉભયતઃ ગુલામગીરી એ સ્પષ્ટ પરિણામ આવ્યું છે.

જ્ઞાન વગરની સેવા જેમ નિરર્થક છે, તેમ જ સેવા વિનાનું કોરૂં જ્ઞાન પણ નિરર્થક છે. જ્ઞાન અને સેવા વિનાનું જીવન પણ નિરર્થક છે. જ્ઞાન એટલે અગ્ર–જ–બ્રાહ્મણ અને સેવા એટલે અંત્ય–જ=શૂદ્ર. જ્ઞાન અને સેવાની જોડી જેમ અભેદ્ય જોઈએ, તેમ બ્રાહ્મણો અને અસ્પૃશ્ય–શૂદ્રોનો સહકાર પણ અભેદ્ય જ હોવો જોઈએ એમ તર્ક કહે છે. એટલે અસ્પૃશ્યોદ્ધારનું કાર્ય પ્રથમ બ્રાહ્મણોએ જ ઉઠાવવું જોઈએ. અને તેમણે જ કૃતપાપનું પ્રાયશ્ચિત કરવું જોઈએ. ક્ષત્રિયો અને વૈશ્યો તો તમને અવશ્ય અનુસરશે.

અસ્પૃશ્યતા–નિવારણ એ ધાર્મિક તત્વ પણ છે. આજના બ્રાહ્મણ ગણાતા મોટાઓમાંથી 'ધર્મ' શું એનું વાસ્તવિક સ્વરૂપ સમજનારા કેટલા છે? **धर्मस्य तत्वं निहितं गुहायाम्** એ ખરૂં છે અને ગુહાસન્નિહિત તત્વને જાણવાની યોગ્યતા પણ કેટલામાં છે? **अणुरेष धर्मः**— એ સૂક્ષ્મ ધર્મને અને તેના તત્વને સમજવા માટે ઉપલકીઆ જ્ઞાનની અગત્ય નથી, કે ક્યાંકથી ઉપરચોટીઉં સાંભળી

'પંડિત' નામ ધરવામાં યે ધર્મ-રહસ્ય અવગત થવાનું નથી. ધર્મ-રહસ્ય સમજવા માટે તો ગુરુચરણ સમીપે વર્ષો સુધી બેસી વ્રતપૂર્વક અધ્યયન કરવાની જરૂર છે! અતઃ ધર્મજ્ઞાન માટે ગુરુકુલ-વાસ આવશ્યક છે.

અસ્પૃશ્યતા-નિવારણના વિરોધી સનાતનીઓમાંથી ધર્મ રહસ્ય જાણવા કેટલા યોગ્ય છે, એ પ્રશ્નનો ઉત્તર અમે આપીએ એ કરતાં સૌ મનથી જ ઉત્તર મેળવી લે તેજ વધુ યોગ્ય થશે.

અસ્પૃશ્યતા-નિવારણની અંદર અહિંસાનું તત્વ રહેલું છે, એ ઉપર કહેવાયું છે. અહિંસા, સત્ય, આદિ નિત્ય ધર્મોને યોગ-દર્શનકારે 'યમ'નું નામ આપ્યું છે. જ્યારે શૌચાદિ બાહ્ય-ધર્મને 'નિયમ'નું નામ આપ્યું છે.* યમ નિયમ વિષે મનુ મહારાજ કહે છે કે:

**यमान् सेवेत सततं न नित्यं नियमान् बुधः।**
**यमान् पतत्य कुर्वाणो, नियमान् केवलान् भजन्॥**
**(मनु० ४, २०४)**

ડાહ્યા પુરુષે હમેશ 'યમ'નું સેવન કરવું જોઇએ, 'નિયમ' માટે આગ્રહ ન રાખવો જોઇએ. 'યમ'ને છોડી કેવળ 'નિયમ' અનુચરનારો પતિત થાય છે. ભૂત-દયા કિંવા અહિંસા એ ધર્મનું મૂળ હોવાથી તેને 'યમ'માં ગણવામાં

---

* **तत्राऽहिंसा सत्यास्तेय ब्रह्मचर्यापरिग्रहा यमाः।**
**शौच संतोष तपः स्वाध्यायेश्वर प्रणिधानानि नियमाः॥**

આવી છે; પણ તેના ઉંડાણુમાં અત્રે ઉતરવું ઇષ્ટ નથી. હું એટલું જ સિદ્ધ કરવા ઇચ્છું છું કે મનુ મહારાજ પ્રમાણે અને દર્શનકારના વિચારે પણ અસ્પૃશ્યતા નિવારણ એ અહિંસાને લીધે યમ છે. અને યમનું પાલન -અસ્પૃશ્યતા-નિવારણ દરેક માનવે ( **मनोः पुत्रः मानवः**- મનુના વંશજો ) કરવું અનિવાર્ય છે!

આ રીતે અસ્પૃશ્યતાના મહાપ્રશ્નને આપણે ધાર્મિકતાની કસોટી પર કસી જોયો અને ધર્મમાં તેને સ્થાન નથી એ જોયું. તેમજ રાજકારણ અને સમાજકારણની સરાણ પર પણ ચડાવી જોયો, તો ત્યાં પણ તેને માટે સ્થાન નથી એ જોયું. પછી જે પ્રશ્નને સમાજ, રાજનીતિ કે ધર્મ માંથી કોઈ એકમાં પણ સ્થાન ન હોય તે પ્રશ્નને-તે અસ્પૃશ્યતાને ચોંટી રહેવામાં કઈ બુદ્ધિમત્તા છે એ જ મારા સમજવામાં આવતું નથી!

ધર્મશાસ્ત્રોમાંથી તો અનેક પ્રમાણો અસ્પૃશ્યતા-નિવારણનાં રજુ કરી શકાય; પણ જગદ્વન્ધ શ્રી કૃષ્ણની ગીતાનો એક જ શ્લોક હું 'પંડિત' નામધારીઓની સેવામાં રજુ કરીશ અને તેમને પૂછીશ કે તેમની સમદર્શીતા ક્યાં?

**विद्या-विनय-संपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।**
**शुनि चैव श्वपाकेच पण्डिताः समदर्शिनः ॥**

* * *

અસ્પૃશ્ય બંધુઓએ હિંદુધર્મ માટે અભિમાન સેવ્યું છે. તે માટે ભોગ આપ્યા છે, અને તેમની મદદ

વિના તો 'દેવો' તેમના મંદિરમાંયે સલામત નથી, એ પણ સિદ્ધ કરી આપ્યું છે! પછી ઓ દયાળુ હિંદુ! ક્યાં સુધી, આહ! ક્યાં સુધી તુ તેની સાથે અસમાનતાનું પાપ-વર્તન ચલાવીશ? હિંદુધર્મ પર તેને પ્રેમ છે, એટલેજ સેંકડો વર્ષોની ત્હારી લાતો તેણે ધીરજથી ખમી છે; ના ના એ લાત મારનાર પગોને ચુંબનો લીધા છે અને તે પર તેનાં આહ-મિશ્રિત ઉષ્ણ અશ્રુઓ વહાવ્યાં છે. છતાંય તેના પ્રત્યેનો ત્હારા હૃદયમાં સ્નેહનો પાનો ફુટતો નથી? ખરેખર તું દયાળુ છે? ત્હને હૃદય છે? સ્નેહ-નિર્વ્યાજ સ્નેહની તને કદર છે? જગદુદ્ધારક મહાત્મા-સાધુ-સંતોનો તું પૂજક છે છતાં ત્હારાજ અંગના ઉધ્ધારમાં તું હિચકાય છે? એ આત્મનો અસંતોષ, એ મનઃસ્તાપ, એ હૃદય-ગ્લાનિ ત્હને સળગાવી મૂકતી નથી?

ત્હારા સકાજુના અત્યાચારોથી ક્યારેક ક્યારેક ત્હારો એ અસ્પૃશ્ય બંધુ લાગણીને વશ થઇ અકળાઇ ઉઠયો છે. આજ પણ તેની લાગણી ધુંધવાય છે, પણ તેનો પ્રેમ ત્હારા પર હજી પણ નિર્વ્યાજ છે. ત્હારી બેદરકારીથી-બેકદરદાનીથી એ પ્રેમ ઘવાય છે. અને તુંય જાણે છે ને કે

સ્નેહના ઘા

ભલે ઉપરથી ન દેખાતા હોય, પણ તે હૃદયને ત્રોફી નાખે છે? પછી ઓ હિન્દુ નવજુવાન! ઉઠ. ત્હારે હવે એ પદદલિત બંધુઓના વાટ જોવાની ન હોય! સમય

આવી પહોંચ્યો છે ત્યાં 'મોટેરો'ને પૂછી સલાહ કરવી ન શોભે! કોઈને ખાતર નહિ, ન્યાયને ખાતર, ત્હારા અંતરના અવાજને ખાતર કમર કસ અને સદીઓ જુની અસ્પૃશ્યતાની કલંક-કથાને ત્હારા માથા પરથી ભુંસી નાખી, જગતની પ્રગતિશીલ પ્રજાઓમાં ત્હારૂં મસ્તક ઉન્નત થાય એવો યત્ન કર એ અભિલાષા.

'सर्वेऽत्र सुखिनः सन्तु' इतिशम्



## — આર્યસમાજના નિયમો —

૧ સર્વ સત્યવિદ્યા અને જે પદાર્થ વિદ્યાથી જાણવામાં આવે છે તે સર્વનું આદિમૂળ પરમેશ્વર છે.

૨ ઇશ્વર સચ્ચિદાનન્દ સ્વરૂપ, નિરાકાર, સર્વશક્તિમાન્, ન્યાયકારી, દયાળુ, અજન્મા, અનન્ત, નિર્વિકાર, અનાદિ, અનુપમ, સર્વાન્તર્યામી, અજર, અમર, અભય, નિત્ય, પવિત્ર અને સૃષ્ટિકર્તા છે.

૩ વેદ સત્ય વિદ્યાઓનું પુસ્તક છે. વેદનું ભણવું ભણાવવું અને સાંભળવું સંભળાવવું એ સઘળા આર્યોનો પરમધર્મ છે.

૪ સત્ય ગ્રહણ કરવામાં અને અસત્ય છોડવામાં સદા તૈયાર રહેવું જોઇએ.

૫ સર્વ કામ ધર્માનુસાર અર્થાત સત્ય અને અસત્યનો વિચાર કરીને કરવાં જોઇએ.

૬ સંસારનો ઉપકાર કરવો અર્થાત્ શારીરિક, આત્મિક અને સામાજિક ઉન્નતિ કરવી એ આ સમાજનો મુખ્ય ઉદ્દેશ છે.

૭ સર્વની સાથે પ્રીતિપૂર્વક ધર્માનુસાર યથાયોગ્ય વર્તવું જોઇએ.

૮ અવિદ્યાનો નાશ અને વિદ્યાની વૃદ્ધિ કરવી જોઇએ.

૯ દરેક આર્યે પોતાની ઉન્નતિથી સંતુષ્ટ ન રહેવું જોઇએ, પરંતુ સર્વની ઉન્નતિમાં જ પોતાની ઉન્નતિ સમજવી જોઇએ.

૧૦ સઘળા મનુષ્યોએ સામાજિક સર્વહિતકારી નિયમ પાળવામાં પરતંત્ર અને સ્વહિતકારી નિયમમાં સ્વતંત્ર રહેવું જોઇએ.